હરિ ૐ

તત સત્ પરમાત્મને નમઃ.

# શ્રી હરિ સ્તવનાવળી.

## ભાગ ૧ લો.


રચનાર.

માધવલાલ હરગોવિંદ પંડયા. મુ. સીદ્ધપુર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

અં[redacted]લાલ મોહનલાલ ઉપાધ્યા. મુ. સીદ્ધપુર.

અમદાવાદ.

એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં

નથુભાઇ રતનચંદ મારફતીઆએ છાપી.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મૂલ્ય ૧ આનો.

# પ્રસ્તાવના.

પ્રિય સ્વદેશ બન્ધુઓ-આપ સર્વને વિદિત છે કે ઇશ્વર ભજનથી મનુષ્યની બુદ્ધિ અને મન ઉપર સંસ્કાર થઈ સદ્બુદ્ધિવાળી વૃત્તિ થઇ મન નિર્મળ થતાં અંતે મનુષ્ય જન્મ પામીને આપણું કર્તવ્ય જે મોક્ષ મેળવવાનું તે ઉત્તમ કર્તવ્ય કરવા સમર્થ થઇએ છીએ. એમ ધારી મેં મારા અલ્પ પ્રયાશવડે મંદ બુદ્ધિથી આ લઘુ પુસ્તક લખી આપની સેવામાં મુકયું છે તેમાં ભાષા, વ્યાકરણ, પિંગળાદિ, દોષો હોય તેને માટે ક્ષમા કરી પરમાત્માનું સ્તવન છે. તે સર્વદા શુદ્ધ છે એમ સમજી પરમ કૃપાળુ પરમાત્માની ભકિતમાં આપ સર્વ દ્રઢાગૃહી થશો એવી મારી વિનંતિછે,

આ નાનકડા પુસ્તકને સુજ્ઞજનો તરફથી સારો આશ્રય મળશે તો હું કૃતાર્થ થયો એમ માનીશ.

હાલના જમાનાને અનુસરી મેં આ પુસ્તકમાં નાટકીય રાગો પસંદ કર્યા છે જે સર્વ સુજ્ઞ બંધુઓને અનુકુળ આવશે.

આ લઘુ પુસ્તકનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો છે અને અનુકુળતાએ બીજો ભાગ બહારપાડી આપની સેવામાંમુકીશ.

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપાધ્યા અંબાલાલ મોહનલાલે મને ઘણો સારો આશ્રય આપ્યો છે. તે બદલ તેમનો ખરા અંતઃકરણથી આભાર માનું છું.

શ્રી સ્થળ
પોષ શુકલ ૧૧
સંવત ૧૯૬૩

લી૦ આપનો કૃપાભિલાષી.
માધવલાલ હરગોવિંદ પંડ્યા.
કર્તા.

# અર્પણ પત્રિકા.

ગુરૂશ્રી ગોપાળભાઇની સેવામાં,

આપ નિરંતર બ્રહ્મચર્ય પાળનારા તથા શ્રી હરિનો સર્વદા ભક્તિ કરવાવાળા તેમજ સાધારણ ભક્તિ કરનારને પણ નિરંતર આશ્રય આપવાવાળા તથા પૂર્ણ પવિત્ર તેમજ વળી મને પ્રભુનું નામ લેવામાં દોરનાર યોગ્ય ગુરૂ ધારી આ પુસ્તક આપને હું અર્પણ કરૂં છું તે સ્વીકારી દાસને કૃતાર્થ કરવા કૃપા કરશો.

શાર્દૂલવિક્રિડિત છંદ.

શ્રી ગુરૂદેવની ચર્ણ રજ શિર ધરી, માગું સદા સર્વદા;
શ્રી ગુરૂદેવ તણી દયા થકી સહુ, જાયે ટળી આપદા. ૧
કાપો કૂમતિ માહારી કઠણ જે, આપો સદા સુમતિ;
શ્રી ગુરૂદેવ દયા કરો દિલ થકી, તો થાય મારી ગતિ. ૨
પ્રાચિન પાટણ શહેર રમ્ય અતિ જે, સુંદીર સોહામણું;
તે વસવાતણું સ્થાન છે ગુરૂશ્રીનું, શોભા મુખે શી ભણું. ૩
ને તમ નાગર જ્ઞાતિમાં જનમીયા, આનંદ અંતર ધરે;
પાવન શ્રી સ્થળપુરમાં રહી સદા, ભક્તિ હરિની કરો. ૪
મે'તા નરસિ સમાન છો સદગુણી, ગોપાળભાઇ ગુરૂ;
સાષ્ટાંગે નમી સત આજ તમને, પુસ્તક ચરણમાં ધરૂં. ૫
શ્રી હરિની ભજનાવળી રચી રૂડી, બુદ્ધિ અનુસાર જે;

કેવળ મંદમતિ અતિ મૂરખ હું, પઃમું નહીં પાર તે. ૬
તનમનથી ભકિત કરો હરિ તણી, નિર્મળ રૂડી રીતથી;
પાવન પુસ્તક મોક્ષદાયક રૂડું, અર્પણ કરૂં પ્રીતથી. ૭
કરજો અંગીકૃત કૃપા કરી ગુરૂ, સ્તુતિ સુણી શિષ્યની;
પૂરણ આપ પ્રતાપથી મુજ ઉપર, રહેજો દયા ઇશની. ૮

લી૦ આપણો દીન શિષ્ય.

માધવલાલ.



શ્રી.

॥ શ્રી ગણેશાયનમઃ ॥

# શ્રી હરિ સ્તવનાવળી



## મંગળાચરણ.

૧

ગણાધિ પતિ નમું હું તમને (૨)
વિઘ્ન વિનાશક નામ તમારૂં, આરંભમાં હું મુખથી ઉચારૂં;
ગજાનન સાધ્ય કરોને મુને.— ગણાધિ૦ ૧
નમન કરૂં આદ્ય અંબા ભવાની, બાળ તારો મુને મનથી માની;
દયા કરી દુઃખ સહુ દમને.— ગણાધિ૦ ૨
જય જય માત સરસ્વતિ દેવી, દીન આ દાસની વિનતિ એવી;
રટણ કરૂં રસના એ તું રમને— ગણાધિ૦ ૩
બ્રહ્મા વિષ્નુ મહેશ સુરાદી, નમુ નમુ પરમારથ વાદી;
સૌ મળી ટાળો મારા ભ્રમને—. ગણાધિ૦ ૪

સૃષ્ટિ પતિ મતિ દેજો સુધારી, મુખથી જપું હું નામ મોરારી;
તાબે નહીં થવું પડે જમને— ગણાધિ૦ ૫
ભક્ત વચ્છળ પ્રભુ કુંજવિહારી, તારી મીરાંને અહલ્યા ઉગારી;
જેવો તેવો છું પણ તારો મુને; ગણાધિ૦ ૬

## ભજન ૨ જું

### નરહરી શરણે ઝટ જાને એ રાહ.

પ્રભુ ચરણ કમળ કર પ્યારા, હરી ચરણકમળ કર પ્યારા.
મોક્ષ મૂળ છે એજ સર્વદા, અન્ય રાખ અંગારા પ્રભુ
નવલ કીશોર યશોદા નંદન, ભવભય ભંજન સારીંગ પાણી;
મોહ પાસથી મૂકત કરી હરી, શરણે લ્યો દીન જાણી; પ્રભુ
જે જે સંત થયા અવિકારી, પ્રથમ કામ મુદ કીધું;
ષટ રિપુનો સંહાર કરી, પ્રભુનું ચરણોદક પીધું. પ્રભુ

## ભજન ૩ જું.

### રાગ. પીલુનો બરવો.

જય જય જય જય શ્રી પતિ સ્વામી,
અખિલ નિરંજન જય બહુ નામી; જય૦
જય સુર વંદન અસુર નિકંદન,
ભવ ભય ભંજન દેવકી નંદન. જય૦
જગત નિયંતા જય જગ ત્રાતા,
મહેર કરીને દ્યો સુખ સાતા; જય૦
સુખ અલોકીક અનોપમ ન્યારૂં;
શરણ આપનું હું મન ધારૂં, જય૦
તુજ ચર્ણ સેવનના જે અભિલાષી;
પામ્યા અભયપદ સ્વર્ગ નિવાસી. જય૦

## ભજન ૪

### ગઝલ.

પવિત્ર નામ રાઘે, શામ ભજ તું વારવાર;
જો વિચારી દિલધારી, આ ભવ અસાર. પવિત્ર૦
શ્રીપતિના નામથી, જે વિમુખ છે ગુમાર;
પવિત્ર વેદ શાસ્ત્ર વદે, તેને તો ધિક્કાર. પવિત્ર૦
સત્યવાદી શુરવીર, હરીશ્ચંદ્ર રાય;
રાખ્યો સ્નેહ શ્રીહરિથી, ગુણતો ગવાય. પવિત્ર૦
અન્ય જે અનંત સંત, થઈ ગયા અપાર;
શ્રીરામચંદ્ર ચરણ સેવી, ઉતર્યા ભવ પાર. પવિત્ર૦
વિમુખ હું તુજ ચર્ણ, અને નામથી અગાથ;
બચાવી લ્યો આ દાસને, દીનબન્ધુ દીનાનાથ. પવિત્ર૦

## ભજન ૫

### કબ સમરોગે રામ એ રાહ.

સમરો સીતારામ પ્રાણીય, સમરો સીતારામ;
ભકત ભૂષણ જે પ્રીય ભરથજી, સમર્યા શ્રીઘનશામ. પ્રાણ૦
કિરાત પતિ ગુહક રાજન તે, શોધ્યો સબળો ઠામ. પ્રાણ૦
ચર્ણ પખાળી શ્રી રઘુવીરના, રાખ્યું નૌતમ નામ. પ્રાણ૦
પરમ ચતુર પક્ષિ જે જટાયું,રાખી રહે હામ. પ્રાણ૦
સંપાદન કરવી પ્રભુ પ્રીતિ, કરવું અનહદ કામ. પ્રાણ૦
શ્રીહરિ સ્મર્ણ સદા સુખ સાચું, શું જાન્યો જગમાં જામ.પ્રાણ.
વૃજ જીવન વૃજરાજ નામ વિણ, નહી ઠરવાનો ઠામ. પ્રાણ૦
તારતમ્ય છે સર્વ બિનાનું, રામ રામ શ્રી રામ. પ્રાણ૦

## ભજન ૬

ડરમાં તું દીલ સાથ છોકરા એ રાહ.

જય ક્રિષ્ણચંદ્ર કીરતાર, ગુણ ગણાતા નહીં પામુ પાર;
જય સૃષ્ટિ સરજન હાર, ગુણ ગણુતા નહીં પામુ પાર;
જય જય જય જય ક્ષીર નિવાશી, જય જય જય જય જય
વૃજવાસી;
જય જય જય નંદના લાલા, જય જય જય મીઠી મોરલીવાળા
જય ભકત વચ્છળ મોદાર (૨) ગુણ૦
નમ્ર વિનંતી અંતરમાં ઉતારો, દાસ પતિતનાં પાપ નીવારી;
કરી કૃપા કુડી કુમતિ કાપો, શુચી શરણ આપ ચર્ણનું આપો;
જય જનમંડળ સુખકાર. (૨) ગુણ૦

## ભજન ૭

નવ મટે પદારથ ભાવી એ રાહ.

પ્રભુ પ્રીતી કરવી કેવી, સંતોની શિક્ષા એવી. પ્રભુ૦

સાખી.

ધન્ય પાન્ડુના પુત્રને, સત્યવાદી સુકુમાર;
યાવત્ દુઃખમાં ડુલીયા, નહિ છોડયા કિરતાર;
પુર પ્રેમ તણી રીતી એવી. પ્રભુ૦

સાખી.

ધન્ય સુદામા સદગુણી, ધન્યજ મીરાં બેન;
ગુણીયલ ગીરધર નામમાં, માન્યું છે સુખચેન;
તન મન ધન અરપ્યું તેવી- પ્રભુ૦

સાખી.

ધન્ય નોતમ નરસિંહને, બાંધી પ્રભુથી પ્રીત;

કેવળ શ્રીહરિ હેતથી, માની લીધુ જીત;
શુભ સ્નેહ ગાંઠતો એવી. પ્રભુ૦

સાખી.

શાણા સઘ વિચારીને, જય જીવન જદુરાય;
શ્રીરાધાવરને રટો, કિલ્મીષ સર્વે કપાય;
શ્રુતી શાખ પુરે છે તેરી. પ્રભુ૦

સાખી.

સહસ્ત્ર વાર પ્રણામીને, વંદુ શ્રી અવિનાશ;
શરણે રાખો શ્રીહરિ, હું દાસ તણો હું દાસ;
માનો હયો જેવી તેવી. પ્રભુ

ભજન ૮

દીનનો દયાળ છોડી કોને શરણ જાઉ એ રાહ.
રામ સુંદીર શામ છોડી શરણ કોને જાઉં,
શ્રીપતિના ચર્ણ કમળને, હું ચિત ચાહું. ર.મ૦
કૌસીક યજ્ઞનું રક્ષણ કીધુ, માર્યા તાડીકા સુબાહુ;
પૂરણ બ્રહ્મ પધારી જનકપૂર, સીતા વર્યા રઘુરાઉ. રામ૦
મૃગ રૂપ મારી એને મોક્ષ આપ્યો, ગૂણ શું ગણાઉં;
રામ રસિક રૂપ નિરખી, હ્રદય રાજી થાઉં. રામા૦
જ્ઞાની જગત ફંદમાં, ફોગટ ફસાઉં;
ભૂલ્યો પડયો ભવ સાગરે, ભ્રમણમાં ભટકાઉં. રામ૦
મૂરખ મતીહીણ બાળ, તારો હું કહેવાઉં;
સેવક જાણી શરણ આયો, ગુણ તારા ગાઉં. રામ૦
નાથ જોડી હાથ કરૂં, વિનતી ચર્ણ ચાહું;
દીન બન્ધુ દયા કરો, દાસ તારો થાઉં. રામ૦

## ભજન ૯

### પુનમ ચાંદની એ રાહ.

મૂકી મુસ્તક પ્રભુના ચરણ કમળમાં પ્રીતથીરે,
વારંવાર નમી નમી પડુ પ્રભુને પાય,
સૃષ્ટિ નિયંતા સ્વીકારો સ્તુતી એજ છેરે,
રાધાવરની રે'મ નજર મુજ ઉપર થાય,
પૂરણ પતિત જાણી શરણે રાખો શ્રીહરિરે,

સાખી.

કંસ અહિ કમલાપતિ, ક્રિષ્ણચંદ્ર કીરતાર;
નહિ અવરનો આશરો, વિના એક મોરાર;
તવ ચરણકમળ મળવા સુમારગ એજ છેરે,
દામોદરની દયાથી ઉતરાયે ભવપાર,
પૂરણ પતિત જાણી શરણે રાખો શ્રીહરિરે,

સાખી.

અચળ પુરૂષ અવિનાશી છો, સુંદીર સામ સું અંગ;
આશીષ રૂપ અરપો હરિ, સત્ય રૂપ સત સંગ;
સહુ સદ્‌ગુણોનું, મૂળ સદા સત સંગછેરે;
સત સંગ થકા સહુ, દુર્ગુણ થાયે ભંગ;
પૂરણ પતિત જાણી, શરણે રાખો શ્રીહરિરે;

સાખી.

ભકત શિરોમણિ હૃદયમાં, શ્રી રામે પુર્યો વાસ;
ધન્ય ધન્ય મહા પુરૂષને, ગોસ્વામી તુલસીદાસ;
દીધો શિખામણ શરૂઆતે, રામ કથા કહીરે;

સાચું સાધન ચારૂ, ચરણ કમલમાં વાસ;
પૂરણ પતિત જાણી, શરણે રાખો શ્રીહરિરે;

સાખી.

પ્રથમ નમુ રઘુવીરને, નમુ સંત સુ નામ;
નમુ ભક્ત હરિજનને, સૌ જનનેજ પ્રણામ;
સર્વ મનુષ્યના ચર્ણ તણી, રજ મુજને જાણીનેરે;
સ્નેહથી શરણે રાખો શ્રીપતિ સીતારામ;
પૂરણ પતિત જાણી, શરણે રાખો શ્રીહરિરે;

## ભજન ૧૦ મું.

સુંદીર શામળીયા એ રાહ.

સંદીર શ્રી ઘનશામ, નટવર નાગર લાલા
શ્રીપતિ સીતારામ, જય જય બંસીવાલા; સુંદીર૦
જય દેવકી નંદન જદુરાયા, અકળ અતુલીત છે તુજ માયા;
તેં સરખા ગણીયા ર કરાયા, શ્રુતિ સ્મૃતિમાં તવ ગુણ ગાયા;
છો દીન બંધુ દયાળ, સુંદીર શ્રી ઘનશામ;
જીભથી જુગદીશ જપાયે, ભવ તારણ ભગવાન ભજાયે;
પાપ સૌ પ્રલય થઈ જાયે, ભારી ભવ સિંધુજન રાયે.
જય ગોપીના લાલ, સુંદીર શ્રી ઘનશામ.
વિશ્વપતિ વિનવું શીરનામી, જગત નિયંતા ગરૂડા ગામી;
મહારે હરિ નામની હામી, શરણે રાખો અંતરયામી.
નવલ નંદના લાલા, સુંદીર શ્રી ઘનશામ.

## ભજન ૧૧ મું.

રાગ કેરબો.

બોલો બોલો બોલો, રામ રામ રાધે શામ;

રામ રામ રાધેશામ, રામ રામ રાધેશામ. બોલો.
રટણ થશે રાધાવરનું તો, સરશે સઘળા કામ;
લક્ષ્મીવરનું નામજ લેતાં, દમડી ન બેસે દામ. બોલો.
જરા જુઓ વિચારી ઝીણું, કામ કર્યા કીરતાર;
પ્રેમી ભક્તની પાછળ પોતે, સદા રહ્યા તૈયાર. બોલો.
નરોત્તમે નરસિંહ રૂપ ધરીયું, પ્રલ્હાદને કાજ;
શામળીયા સ્તુતિ સ્વીકારી, ધન્ય કૃષ્ણ મહારાજ. બોલો.
નીતિ ન્યાયમાં નિપૂણ પૂરા, નિર્મળને ગુણવાન;
ભકત વિદુરની ભાજી જમીયા, ધન્ય ધન્ય ભગવાન. બોલો.
પૂરણ પ્રેમ જાણયો શવરીનો, ધન્ય ધન્ય રઘુવીર;
ખુશી થઇને બોરજ ખાધાં, સુંદર શામ શરીર. બોલો.
સર્વોત્તમ સારો દિન આજે, જગદીશ નામ જપાય;
રામ નામ મુખથી લેવાયે, ભવભય ભસ્મજ થાય. બોલો.
અવગુણી હું અધમ પૂરો, દીન દાસ છું બાળ;
સેવક જાણી શરણે લેજો, જય જય શ્રી ગોપાળ. બોલો.
નારાયણને નમન કરી સૌ, જનને કરૂં પ્રણામ;
કૃપા કરી ઉમંગથી બોલો, જય જય સીતારામ. બોલો.

## ભજન ૧૨ મું.

વડીલો ઘોર નિંદ્રા ધરી કેમ એ રાહ.

શ્રી ગોવિંદ માધવરાય જય જય, ગોવિંદ માધવરાય;
શ્રી ગોવિંદ માધવ દર્શનથી, સૌ અઘ ઓઘ કપાય જય૦
પતિત પાવન સિદ્ધ ક્ષેત્રમાં, બિરાજ્યા રઘુરાય; જય૦
સચ્ચિદાનંદ છો સુખરાશી, જગ જીવન જદુરાય જય૦
રઘુવીર ચર્ણ તણી રજનો તો, અનંત છે મહિમાય; જય૦

પુણ્ય રૂપ પાવન કરનારી, શાસ્ત્ર વિશે સમજાય. જય૦
મોક્ષદાયની રામ કથામાં, વિશેષે વખણાય. જય૦
સતી શિરોમણી બાઈ અહલ્યા, ગુણીયલ જે ગણાય. જય૦
થઈ પાવન પ્રભુ પદરજથી એ, જગ જાહેર જણાય. જય૦
શ્રી ગોવિંદ માધવ સુખકારી, શ્રીપતિ કરજો સા'ય. જય૦
ઇષ્ટદેવ મમ અંતર્યામી, પડુ પ્રભુ તુજ પ્રાય. જય૦
માફ કરો મારા અપરાધો, કૃપાળુ કેશવરાય. જય૦
દીન સેવકશું સ્વામી મારા, રાખો શરણે સદાય. જય૦

## ભજન ૧૩

### સદ્ગુરૂ સંતોની કરીએરે સેવા.

ગોવિંદ નામ સદા સુખકારી, નામ લીધાથી જડે મોક્ષ બારી;
એવા એ દેવ મોરારી, રે દીન દયાળછેરે. ગોવિંદ૦
પ્રહ્લાદને જેણે સા'યજ કીધી, દ્રૌપતિ સતિની સંભાળ લીધી;
એવા એ કરૂણા નિધીરે, કેવા કૃપાળ છેરે. ગોવિંદ૦
પરમ મિરાંબાઇને જેણે તારી, સતી અહલ્યાને એણે ઉગારી;
એવા એ ગિરીવર ધારી છેજ ગહન ગતીરે. ગોવિંદ૦
ઉદ્યમ સારી રીતે બહુ કરવો, પણ પુણ્ય મારગમાં પ્રેમ ધરવો;
નહિતો થશે વેષ વરવો, સત્ય કહુ કથીરે. ગોવિંદ૦
નામ પવિત્રનું પઠન થાયે, તો ભવ બંધન છુટીરે જાયે;
વળી મોક્ષના પંથે પળાયે, સંશય તો જરા નથીરે. ગોવિંદ૦
ઉચરી નિંદા નિશ્ચયમા ન પેસો, સંસાર તરવાના નાવમાં બેસો;
પાછળથી ઘણું કહેશોરે, તત્વ રસાળ છેરે. ગોવિંદ૦
જગત નિયંતા છો અંતરયામી, તુચ્છ આ દાસમાં અત્યંત ખામી;
કહું છું ઘણું શીર નામી, છોરૂ તારો બાળ છે રે. ગોવિંદ૦

## ભજન ૧૬ મું.

ગણાધિપતિ તુ જીયા શરણુ આયોરે;
શાણ ઓ સારા ગોવિંદના ગુણુ ગાઓરે;
ગોવિંદના ગુણ ગાઓ, ગાઇને અભય થાઓ;
ચારૂએ ચરણુ આઓરે. શાણાઓ.
વિવેકી જુઓ વિચારી, પવિત્ર પાંડવ નારી;
સતી શીરોમણી સારીરે, શાણાઓ.
લાજ જાવા બેઠી જ્યારે, સમર્યા શ્રી હરિ ત્યારે;
વનમાળી ધાયા વારેરે, શાણાઓ.
દ્રૌપતીની દીનવાણી, જુગદીશે ઝટ જાણી;
પૂર્યા ચીર પ્રેમ આણીરે, શાણાઓ.
ધન્ય જેના માત તાત, ધન્ય ધન્ય જેની જાત;
રટે શામ દીન રાતરે. શાણાઓ.
પ્રાણથી પૂરણુ વાલા, નટવર નંદલાલા;
માની લેજો કાલાવાલારે. શાણાઓ.
અવગુણી હું અગાધ, પણુ આપ કૃપાનાથ;
હરિ મારો ઝાલો હાથરે. શાણાઓ.

## ભજન ૧૫ મું.

ઉગ્યો સખી સૃષ્ટિનો શણુગાર એ સહુ.
રાખો રામ નામમાં સૌ પ્યાર અપાર,
શાને માટે શાણા રહો છો શોકમાં;
તાત ખરા એજ તારનાર સાર.
તત્ત્વ નથી એ વિના ત્રિલોકમાં,

સાખી.

પ્રીતા પુરણ રાખીને જપો જીભે શ્રીરામ;
દુ:ખ હારક તારક પ્રભુ, છે અવિચળ શુખ ધામ.
વાલ્મિક મુની મહાગુણવાન, પૂરણ પ્રીતથીરે;
ધરીયું રામ નામનું ધ્યાન રૂડી રીતથીરે.
રસનાથી રટયા ઉલટા નામના જાપ;
પેખ્યોજ પૂરો શ્રી રામ નામનો પ્રતાપ,
સજજન સૌ સમજો મનમાં આપ;
જરૂર જપો રામનામ સૌ જાપ,
પ્રતાપી રામ નામનોજ પૂરો પ્રતાપ. રાખો.

## ભજન ૧૬ મું

રાગ તુળશીદાસની ચોપાઇનો

જય જય રામચંદ્ર રઘુરાઇ, શ્રીપતિ નામ સદા સુખદાઈ;
મોહન મોરલીધર મોરારી, કૃષ્ણ કૃપા સાગર કંસારી.
રામ નામનો મહિમા ભારી, શાણા સૌ સમરો સત્ય ધારી;
દેવ અંશ ઈશ્વરી અવતાર, ભકત શીરોમણી ગુણ ભંડાર;
જ્ઞાની તુલસીદાસ ગોસ્વામી, રામચંદ્ર કરીયા નિજ સ્વામી.
સીતાપતિ સમર્યા સત્ય જાણી, ધન્ય ધન્ય તુલસીની વાણી;
દીનદાસ કરગરે શીરનામી, શરણે રાખજો અંતર્યામી;

દુહા.

સાર સર્વનો જાણજો, શ્રી હરિ પુરણ કામ;
પ્રેમ ધરી સૌ બોલજો, જય જય સીતારામ.
સીયાવર રામચંદ્રકી જે [-]

## ભજન ૧૭ મું.

રામકૃષ્ણ ગોવિંદ હરિ ભવ તારણ ભજજો વારંવાર;
જય જય રઘુવીર રામચંદ્ર જય જય કૌશલ્યાના કુમાર.
માની તન મન, પીતાશ્રીનું વચન;
પૂરણ બ્રહ્મ પરવર્યા તપસ્વી વેષે વન રામ૦
વનમાં વિચરી દીન બંધું દળીઆ રજનીચર દુષ્ટ અપાર;
ભક્ત જનને ભાવે ભેટી, અવિનાશી કીધો ઉદ્ધાર;
મજરો મારો આજ, માની ૯યો મહારાજ;
શ્રી હરિ મુને શરણ આપી, રાખો મારી લાજ. રામ૦

## ભજન ૧૮ મું.

બહુ વિરહાનળથી વ્યાકુળ એ રાગ.
સૌ સમરો સાચું રામ નામ મન મેલી,
મન માહી—ધીર ધારી (૨)
વરસાવો અંતરથી આનંદની હેલી સૌ૦
ફરે ફુલ્યો—ભવ ભૂલ્યો;
ભવ સાગર તરવો વાત નથી એ શહેલી. સૌ૦
સહુભાઇ—જદુરાઇ,
ભવ તારણ ભજજો કુડ કપટને ઠેલી; સૌ૦
દીનવાણી—સત્ય જાણી;
પુણ્યશ્લોક નામમાં પ્રીતિ કરજો પહેલી. સૌ૦
રઘુરાઇ—સુખદાઇ;
મોહન મમતા છોડાવો વહેલી વહેલી. સૌ૦
સત્યવાદી—છો અનાદિ,

છે વેદ વચનથી, સત્યજ વાત કહેલી. સૌ૦
કહુ નામી--મુજ સ્વામી
રાધાવર છો, મમ રંક દાસના બેલી; સૌ૦

## ભજન ૧૯ મું.

### સનનન સોહે એ રાહ.

નેહ ધરી નીરખો નંદ કુમાર.
પ્રોતિથી પરિબ્રહ્મને પેખો, યદુપતિ જગજીવન આધાર; નેહ.
કંઠે મુકતા માળા ઓપે, અવિનાશી અનુપમ અંગે અપાર;
મોર મુકુટ શિર કાને કુંડળ, શોભે સૃષ્ટિ પતિ એ સરજનહાર.
શંખ ચક્રને ગદા પદ્મ તે, ચતુરભુજે હસ્તે ધર્યા છે ચાર,
પીળું પીતામ્બર પહેર્યું પ્રભુએ, બળ નિધી બંસી બજાવે સાર;
મંજારીનાં બાળ બચાવ્યાં, કૃતિ બહુ કરી અજબ કીરતાર;
પુરસોત્તમ પરમારથ વાદી, ગુણ નિધિ ગોવિંદ ગુણ ભંડાર.
દિન દાસનો માની મજરો, કૃપા કરી રાખો શરણ મોરાર; નેહ

## ભજન ૨૦ મું.

### શું કરવું છે રાણા એ રાહ

શું કરવું છે શાણા શું કરવું છે,
હરિના ભજન વિના શું કરવું છે; એ ટેક
ભકિત ભગવંતની કરવી નીતિથી સજનો.
દુષ્ટ અનીતિથી બહુ ડરવું છે. હરિના૦
માયા સંસારની કામ નહી આવે સજનો;
જાણો જરૂર એક દિવસ મરવું છે. હરિના૦
સત્યમાં સત્ય સૌથી રામનું નામ સજનો;

રટણ રમા પતિનું કરી તરવું છે. હરિના૦
અંતરથી ઓળખી શ્રી રઘુવીરને સજનો,
ભક્તિ રૂપી ભાતુ પુરૂં ભરવું છે. હરિના૦
સંત સુધન્વાને સાહ્યજ કીધી વાલા;
તેવું ભવ દુઃખ પ્રભુ મારૂં હરવું છે. હરિના૦
દાસની વિનતી સુણો કૃષ્ણ કૃપાળુ વાલા;
તારા ભજન થકી મારે તરવું છે. હરિના૦

## ભજન ૨૧ મું.

નથી જુવાની કોઇની નભી અને નભે એ રાહ.

સત્ય નામ સહુ સદ્ય ઉચરો,
એ અનાદી નામ મોક્ષ દાઇ જાણીને;
ર—ટી—રા—મ—આનંદ તો કરો, સત્ય૦
નીચ નારી ગુંણિકા અધમ જે અતિ;
મુખથી રામ નામ લીધું સુધરી મતિ,
તા—રી—તે—ને—પ્રતાપ છે પૂરો; સત્ય૦
જે છે જુઠું માની સાચું ફોગટ ફરો;
મોહ પાસ રૂપી અવનીમાં ઉંડા ધરો,
ભ—ક્તિ—રૂ—પી—તારાથી તરો. સત્ય૦
રટણ થશે શ્રી રામનું જો રૂડી રીતથી;
જપશો પુણ્યશ્લોક નામ પૂરણ પ્રીતથી,
ત—રી—જા—શો—નહીં તો છે મરો. સત્ય૦
કરૂં વિનતિ શ્રી હરિ દયા દિલે ધરો;
રાખું રામચંદ્ર નામનોજ આશરો;
ટા—ળી—હા—થ—અઘ સહુ હરો. સત્ય

## ભજન ૨૨ મું.

### રાગ ભૈરવી.

મન તું વિસારમાં વનમાળી;

ભજ મન ભાવ ધરી રઘુરાઇ,
જાનકી જીવન રામ પ્રભુ તે છે, સૌને સુખદાઇ; ભજ૦
કરી કસોટી સજળ નયનથી, નિહાળી જો જગ માંહી;
ત્રિભોવન તાત વિના કોઇ વસ્તુ, ખાલી ખલકમાં નાહીં, ભ૦
સત્ય વસ્તુ શ્રી રામ જગતમાં, જરૂર જાણ તું ભાઇ;
વારવાર શ્રુતિ સ્મૃતિ સુચવે, નેતી નેતી કહે ગાઈ. ભજ૦
પંચ તત્વનું પુતળું બનાવ્યું, પણ વસ્તુ એક ગણાઇ;
વિના એક ચૈતન્ય સૌ સૌમાં, અંતે જશે સમાઇ. ભજ૦
દિન દાસ કરગરે શીરનામી, માયાની કર તું મનાઇ;
નષ્ટ નજરથી નડે નહિ મુજને, રહું તારા ગુણ ગાઈ,ભજ૦

## ભજન ૨૩

મન માયાના કરનારારે એ રાહ.

મોહ માયામાં રમનારારે, ભજો ભાવ ધરીને જદુરાયા;
પુછી જુવોને પેરવી લગાવીરે, નથી આવ્યા કોઇ અમર લખાવી;
અનંત દુઃખના ડુંગર દેખીને, ગર્ભવાસે ગભરાય;
ભવ ભૂપ ભજવાનું ભૂલી ગયા, જ્યારે પડી સંસારની છાયારે.
મરવું નથી એમ મનમાં ધાર્યું, પણ કાચનો કુંપો જાણો કાયા;
નિમિષ માત્રમાં નાશ થશે એ, ધુળ મળી ડાપણ ડાહ્યારે.ભજો૦
સંપતિ સંતતી સો જાણો મારૂ, પાણીમાંના પડછાયા;
સાધન કીધુ સૃષ્ટિમાં ગણાય જેણે, ગોવિંદના ગુણ ગાયારે. ભજો૦

જુઓ વિચારી જરી લક્ષ્મીની લાલચમાં, લપટાયા રંક મહારાયા
સંતોષ રાખીને સીતાપતી સમરો, આડી આવે નહી માયારે.ભજો૦;
વિનંતી જેવી તેવી દીનદાસની, માની લેજો જગરાયા;
અંત સમય સુધી શ્રીપતિ ભજતાં, ધરણી ઢળજો મારી કાયારે.

## ભજન ૨૪

પરસ્ત્રીમાં સાર કાંઇ એ રાહ.

જય જય ગીરીવર ધારી, શ્રી મોરારી;
જય જય જય કંસારી, સુખકારી;
જય વૃજ જીવન વૃજ રાજ, યદુવંશ ભૂષણ મહારાજ;
અતિ મંગળ મય તવ નામ, ગુણકારી. જય૦
(જ્યારે) ભૂમી ઉપર થાય બહુ ભાર, અવિનાશી ધરો અવતાર;
અરપો સજનને સુખ, અસુર સંહારી જય૦
મનહર મથુરાપુરી જ્યાંય, વસુદેવ તણા ગ્રહ માંય;
અવતાર ધર્યો ભવ ભૂપ, ગતિ ન્યારી. જય૦
નારી પૂતના નિર્વાણ, હરી અર્ભકના પ્રાણ;
વધ કીધો ચુશી તેનો, બલીહારી. જય૦
છું દાસ તણો હું દાસ, રાખું તવ શર્ણની આશ;
દુર કરજો માયા પાસ, દીનધારી. જય૦

## ભજન ૨૫

નમુ પદ ગીરજાપતિને એ રાહ.

ભજો ભજો સૌ સુખથી શ્રી રામ,
જીથ્યા સુખ માણો આ જગમાં, કરવું અનહદ કામ;
લેવું લેવું સાચું શ્રીપતિનું નામ. ભજો૦

તજી આળસ તમામ, બોલો બોલો રાધે શામ;
વીર હારો નહિ હામ, તોતો પામશો આરામ;
નીતિ પૂર્વક ભકિત કીધી, જેણે આઠે જામ;
દીલધરી દયા કરી, આપ્યું અવચળ ધામ. ભજો૦

## ભજન ૨૬

ગુમાનીના વેલારે એ રાહ.

વીરા જો વિચારીરે, જાવું એતો છે ખરૂંરે;
માટે કર તું રામ ભજનસાં, પ્રીત (૨) વીરાજો૦
કોઈ મોડું કોઇ વેહેલુંરે, નામ તેનો નાશ છેરે;
રાખ રૂડા રામ શરણની તું આશ. (૨) વીરાજો૦
માયા ને મમતામાંરે, આયુશ એળે વહી જશેરે;
જેથી ઝટ તું ઝપી લેને જુગદીસ. ( ) વીરાજો૦
રણધીર જે રહીયારે, ખાંતે તેતો ખપી ગયારે;
ખોળ્યું પાનું કોઇનું જડયું નહિ હાથ. (.) વી.જો૦
બાણાસુર જેવા બળીયારે, મુકી મોજુ મરી ગયારે;
માટે હરખી ભજ તું ત્રિભોવનનાથ. (૨) વીરાજો૦
ભજી લે ભવ ભૂપનેરે, નારાયણ નિહાળીજોરે;
તોતો ધન્ય ધન્ય તારો અવતાર. (૨) વીરાજો૦
નાથ નમી હું માગુંરે, શરણે રાખો શ્રીહરિરે;
રામ નામ હું રટું, વારંવાર. (૨) વીરાજો.

## ભજન ૨૭.

રાજા ટીપણું જોઇને એ રાહ.

નિતમ નારાયણનું નામ, મુખથી બોલો સીતારામ;

રામ નામનો મહિમા મોટો, સંતો જાણે સાર;
પ્રભુ નામમાં પ્રીતી રાખી, ઉતરીયા ભવપાર. નૌતમ૦
અવતારીં જે અંશ ઇદ્રના, મહારૂતી છે નામ;
તનમન ધન પોતાનું અરપી, પ્રસન્ન કર્યા શ્રીરામ. નૌતમ૦
ધરૂવ પ્રલ્હાદ વિભીષણ તાર્યા, સુધનવા ઉગાર્યા;
અંતસમય નારાયણ કહેતાં, અજામેરને તાર્યા. નૌતમ૦
મીરાંબાઇ નરસિંહ મે'તાનો, જોયો પ્રેમ નિહાળી;
સત્ય સાચું જોયું પાંન્ડવનું, વસ થઇ ગયા વનમાળી. નૌતમ૦
સત્ય સાચવ્યું હરિશ્ચંદ્રનું, પોતે પુરૂષ પુરાણી;
સા'ય થજો સામળીયા વાહાલા, સમરૂં સારંગ પાણી. નૌતમ૦
રામ નામ મુખથી લેવાયે, થાય ધન્ય અવતાર;
બળવંતા બલીહારી તારી, વાહ વાહ નંદ કુમાર. નૌતમ૦
પામરહું પાપી હું પૂરો, ક્ષમા કરીને નાથ;
દયા કરો આ દીનના ઉપર, ઝાલો મારો હાથ. નૌતમ૦

## ભજન ૨૮

ગીરધારીરે અં રાહ.

જય શ્રીપતિરે મોહન મોરલી ધારી,
જય કૃષ્ણચંદ્ર કંસારી,
રાધાવરરે રસીયા કુંજ વિહારી, જય જય ગોવરધન ધારી;
જય દીનબન્ધુ દામોદરરે, જય જય હરિ નટવર નાગરરે;
અવિનાશી આપ ગદા ધરરે, સૃષ્ટિ પતિ રે છો સૌને સુખકારી.
જય જગજીવન જગસ્વામીરે, બળવંતા છો બહુ નામીરે;
રાખુ હરિ નામની હામીરે, બદ્રીપતિરે બુડતો લ્યો પ્રભુ તારી.

હું દાસ દીવાનો ભારીરે, અંતર લ્યો અરજી ઉતારીરે;
મોહન માગણી છે મારીરે, રાખોનેરે શર્ણે સદા સુખકારી. જય૦

## ભજન ૨૯

અલબેલા અહીં રેનારી એ રાહ.

અલબેલા ઓ સમનાથ, દયાળુ હરી સુખકારીરે;
આપ કૃપાથી થયું પુરૂ, પુસ્તક જય ગીરધારીરે (૧)
ભકત વચ્છળ ભવતારણ, શ્રીહરિ નોંધારાના છો આધાર;
રામ રમાપતિ રહેમ કરી મુને, રાખો શરણ કીરતાર. અલ ૨
ઓળખ્યું એ જ્યું બહુ ખંતથી, ઓળખ્યું ખપ કરી સૌ ઠામ;
તત્વમાં તત્વ મુને બહુ ભાવ્યું, પ્રીયથી રામનું નામ. અલ. ૩
કેવળ મંદમતિ હું અનુજછું, દાસ તણો વળી દાસ;
કૃષ્ણ કૃપા કરી રાખો શરણ, અને આપો ચરણમાં વાસ. અલ. ૪
જગત પીતા મુને જન્મ આપો, જે ઉત્તમ રીતી કહેવાય;
ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ અટક, પંડ્યા નીજ લખાય. અલ. ૫
માત માની રળીઆત અને, તાત હરગોવિંદ છે નામ;
સુત હું તેમનો દાસછું, માધવ તારે રમાપતિ રામ. અલ૬
સૃષ્ટિ પતિ સિદ્ધક્ષેત્ર રૂડું, જગ જાહેર જેનું છે નામ;
માતુલ સકલ દેવના કપીલ, મુનીએ કીધો મુકામ. અલ૭
ગૌર અને શામ ગોવિંદ માધવ, આદિ માયા લક્ષ્મી જાણ;
પતિત પાવની શોભે સરસ્વતી, નિર્મળ ગંગ સુજાણ. અલ૮
પ્રાચીન પૂરણ પતિત પાવન, શ્રીસ્થળપુર કહેવાય;
જન્મ ભૂમી અને વાસ આ દાસનો, તીર્થ પવિત્રની માંય. અલ૯
મૂરખ મંદમતિ હું અતિછું, આવ્યોછું આપને શર્ણ;

કંઈ નવ જાણું હું મંદ અભાગી, ચાહુ શ્રીપતિનું ચર્ણ અ
નાથ દયાળુ છો આપ અતિશય, જોયું જરૂર નિરધાર;
પૂરણ પાપીણી નારી ગુણિકા, તરી તમે કીરતાર. અ૯
એ વિના અન્ય અનત તર્યા, મુખે લીધું નારાયણ નામ;
ગોવિંદ ગહુન ગતિ છે તારી, જય જય સુંદીર શામ. અ૭
ભજન કરો સહુ ભાવથી સજજન, મે ટામાં મોટ છે કામ;
અંતર રાખી ઉમંગથી બોલો, જય જય સીતાપતિરામ. અ
સૌ સંત અને વળી ભકત જનોને, નમી નમી પડુ હું પાય,
રાખો દયા તુચ્છ દાસના ઉપર, સજજન માગુ ક્ષમાય. અ૧૦
સાજન માફ કરો મુજ ખામી, પુસ્તકમાં છે અપાર;
દાસ હિરાનો હુ પાય પડુછું, આપ કરો અંગીકાર. અ૧૧
પૂર્ણ કૃપાળુ પરીબ્રહ્મ પાસે, માગું હું વારંવાર;
રામચરણમાં થજો મારી પ્રીતી, મુખે જપુ શ્રી મોરાર. અ૧૨

